# સૂફી લોકોની હકીકત

**શૈખ મુહમ્મદ બિન જમીલ ઝૈનુ**

ઉસ્તાદ દારૂલ હદીષ, મક્કા મુકર્રમા




**ઇસ્લામિક ઇન્ફર્મેશન સેન્ટર**

હોટલ નુરાની પાસે, ડાંડા બજાર, ભુજ - કચ્છ.

મો. : ૮૪૦૧૭ ૮૬૧૭૨

Blog : www.iickutch.blogspot.in

## ઈસ્લામિક ઈન્ફો. સેન્ટર, કચ્છ દ્વારા પ્રકાશિત પુસ્તકો

| પુસ્તકનું નામ | લેખક |
|---|---|
| ઈદે કુરબાં : અહ્કામ વ ફઝાઈલ .... | મૌ. રઝાઉલ્લાહ અ.કરીમ મદની |
| મસાઈલે મૈયત .................... | મૌ. અકબર અલી અષરી |
| ગુનાહે કબીરા ....................... | ઈમામ શમ્સુદ્દીન ઝહબી (રહ.) |
| ફઝાઈલે કુર્આન મજીદ (સંક્ષિપ્ત)... | મૌ. મુહમ્મદ ઈકબાલ કીલાની |
| દુઆએં .................................. | મૌ. શાહીદ જામઇ 'રાજકોટી' |
| સ્ત્રીઓના વિશિષ્ટ મસાઈલ ........ | ડો. સાલેહ બિન ફઉઝાન |
| મીલાદુન્નબી અને મોહબ્બત રસુલ (સ.અ.વ.) ................. | ડો. ફઝલૂર્રહમાન મદની |
| સિરતુન્નબી (સ.અ.વ.) કિવઝ..... | અબુ વસીમ અ.રહીમ મુહમ્મદી |
| સીરતે નબવી અને ગેરઈસ્લામી વિચારો ................................ | મૌ. અબુલઆસ વહીદી |
| તોહફા-એ-રમઝાન ................ | સંકલીત |
| રેહબરે હજ્જ .......................... | મૌ. શફી શયદા |
| ઝકાતના મસાઈલ .................. | મૌ. મુહમ્મદ ઈકબાલ કીલાની |
| રોઝાના મસાઈલ ..................... | મૌ. મુહમ્મદ ઈકબાલ કીલાની |
| હજ્જ અને ઉમરાહના મસાઈલ ...... | મૌ. મુહમ્મદ ઈકબાલ કીલાની |

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# સૂફી લોકોની હકીકત

**મુહમ્મદ બિન જમીલ ઝૈનુ**

મુસ્લિમો તથા ઈસ્લામી દેશોની અંદર સૂફી લોકો ખૂબ જ પ્રચલિત છે અને સૂફીઓ બાબત લોકો બે પ્રકારનો મત ધરાવે છે. કેટલાક લોકો તેમને પ્રોત્સાહન આપે છે અને કેટલાક લોકો તેમના વિરોધી છે. આ પરિસ્થિતિમાં હક શું છે તેનો પરિચય મુસલમાન કેવી રીતે કરે ? શું સુફીવાદને પ્રોત્સાહિત કરાનારાઓ સાચા છે કે જેથી તે તેમની સાથે ચાલે ? અથવા સૂફીઓના વિરોધીઓ હક ઉપર છે કે જેથી તે સૂફીઓ અને તેમની માન્યતાઓથી બચતો રહે?

જેથી આ બાબતનું તથ્ય (હકીકત) જાણવા માટે અલ્લાહના ફરમાન ઉપર અમલ કરતા કુર'આન અને સુન્નત તરફ રજૂ થવું જરૂરી છે. અલ્લાહનું ફરમાન છે **અર્થાત્: વળી જયારે કોઈ વસ્તુમાં મતભેદ સર્જાય તો તેને અલ્લાહ અને તેના રસૂલ તરફ રજૂ કરો.**

**(સૂરએ નિસાઅ આ.નં. ૫૯)**

ઇસ્લામમાં સૂફીઓનું નામ ઉલ્લેખ ન તો રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના યુગમાં મળે છે ન તો સહાબાહ રઝિઅલ્લાહુ અન્હુ કે તાબિઇનના યુગમાં બલ્કે ઉપરોકત સમયગાળો વીતી જવા પછી ભગતોની એક જમાત પેદા થઇ જેઓ ઉનના વસ્ત્રો ધારણ કરતી હતી અને ઉન માટે અરબી ભાષામાં વપરાતા શબ્દના આધારે તેમનું નામ સૂફી પડયું. અથવા આ શબ્દ (સૂફી) 'સુફિયા' થી લેવામાં આવ્યું છે જેનો અર્થ હિકમત, ડહાપણ અને યુકિત થાય છે. અને તેનો સમય યુનાની ફિલોસોફીની કિતાબોના અનુવાદ સમયનો છે.

હવે આ નવું નામ મુસ્લિમોની અંદર ફાટફૂટનું કારણ બન્યું પ્રાચીન (અગાઉના) સૂફીઓ અર્વાચીન (અત્યારના) સૂફીઓ કરતા જુદા છે. અત્યારના સૂફીઓની અંદર અગાઉ કરતાં વધારે બિદઅતો (નવા ઉપજાવી કાઢેલા કામો) વકરી ગઇ જયારે કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના આ હુકમ મુજબ બિદઅતથી બચવાની તાકિદ કરી હતી **અર્થાત્‌ઃ દીન, મઝહબમાં નવી ઉપજાવી કાઢેલી વસ્તુઓથી બચતા રહેજો. કેમ કે દરેક ઉપજાવી કાઢેલી વસ્તુ બિદઅત**

**છે અને દરેક બિદઅત ગુમરાહી છે અને ગુમરાહી જહન્નમમાં લઈ જનાર છે.** (તિર્મિઝી)

ન્યાયનો તકાદો એ છે કે આપણે સૂફીઓની માન્યતા અને તેમની તાલીમને ઈસ્લામની કસોટી ઉપર રાખી તેઓની ઈસ્લામથી નિકટતા અથવા દૂરીને માપીએ.

(૧) સૂફીઓના જુદા-જુદા સિલ્સિલાઓ, સંપ્રદાયો છે જેમ કે 'તીજાનિય્યહ', 'કાદિરિય્યહ', નક'શ'બંદિય્યહ, શઝલિય્યહ અને રિફાઇય્યહ વગેરે અને દરેક સંપ્રદાયનો દાવો છે કે તે જ હક ઉપર છે અને બીજા બધા નાહક ઉપર છે. જયારે કે ઈસ્લામ ફાટફૂટની વૃત્તિની સદંતર મનાઈ કરે છે. અલ્લાહનું ફરમાન છે **અર્થાત્ઃ અને મુશરિકો જેવા ન બની જાઓ જેમણે પોતાના ધર્મ, મઝહબના ટુકડે ટુકડા કરી નાખ્યા અને ખુદ પણ નોખા નોખા જુથ બની ગયા અને દરેક જૂથ જે તેની પાસે છે તેના ઉપર ખુશ છે. (સૂરએ રૂમ આ.નં. ૩૧,૩૨)**

(૨) સૂફી લોકો અલ્લાહ સિવાય નબીઓ, વલીઓ, જીવંત અને મૃત લોકોને (મદદ) માટે પોકારે છે. દા.ત.

યા જીલાની, યા રિફાઈ, યા રસૂલલ્લાહ મદદ કરો, યા રસૂલલ્લાહ તમારા ઉપર જ ભરોસો છે વગેરે.

જયારે કે અલ્લાહ તેના સિવાય બીજાઓને મદદ માટે પોકારવાથી મના કરે છે અને તેને શિર્ક કહે છે. જેમ કે અલ્લાહનું ફરમાન છે **અર્થાત્ઃ અને અલ્લાહને મૂકી એવી વસ્તુઓની ઈબાદત કરશો નહીં જે ન તો તમને કોઈ જાતનો નફો પહોંચાડી શકે છે કે ન તો નુકસાન (આ હુકમ) છતાં પણ તમે એવું કરશો તો જાલીમ લોકોમાંથી થઈ જશો. (સૂરએ યૂનુસ આ.નં. ૧૦૬)**

તેમજ રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું **અર્થાત્ઃ "દુઆ જ અસલ ઈબાદત છે."** (તિર્મિઝી)

એટલે કે દુઆ (કોઈને પોકારવું) નમાઝ જેવી ઈબાદત છે જે અલ્લાહ સિવાયના માટે યોગ્ય, દુરસ્ત નથી પછી ભલે તે રસૂલ હોય કે વલી, જેથી આ કામ (અલ્લાહ સિવાય કોઈને પોકારવું) તે શિર્કે અકબર (મોટો શિર્ક) છે. જેનાથી બધા જ અમલો બરબાદ થઈ જાય છે અને તેવું કરનાર હંમેશ માટે જહન્નમમાં જશે.

યા જીલાની, યા રિફાઈ, યા રસૂલલ્લાહ મદદ કરો, યા રસૂલલ્લાહ તમારા ઉપર જ ભરોસો છે વગેરે.

જયારે કે અલ્લાહ તેના સિવાય બીજાઓને મદદ માટે પોકારવાથી મના કરે છે અને તેને શિર્ક કહે છે. જેમ કે અલ્લાહનું ફરમાન છે **અર્થાત્: અને અલ્લાહને મૂકી એવી વસ્તુઓની ઈબાદત કરશો નહીં જે ન તો તમને કોઈ જાતનો નફો પહોંચાડી શકે છે કે ન તો નુકસાન (આ હુકમ) છતાં પણ તમે એવું કરશો તો જાલીમ લોકોમાંથી થઈ જશો. (સૂરએ યૂનુસ આ.નં. ૧૦૬)**

તેમજ રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું **અર્થાત્: "દુઆ જ અસલ ઈબાદત છે."** (તિર્મિઝી)

એટલે કે દુઆ (કોઈને પોકારવું) નમાઝ જેવી ઈબાદત છે જે અલ્લાહ સિવાયના માટે યોગ્ય, દુરસ્ત નથી પછી ભલે તે રસૂલ હોય કે વલી, જેથી આ કામ (અલ્લાહ સિવાય કોઈને પોકારવું) તે શિર્કે અકબર (મોટો શિર્ક) છે. જેનાથી બધા જ અમલો બરબાદ થઈ જાય છે અને તેવું કરનાર હંમેશ માટે જહન્નમમાં જશે.

(૩) સૂફી લોકોની માન્યતા છે કે અમુક અબ્દાલ કુતુબો, વલીઓ એવા છે જેમની અંદર અલ્લાહએ મામલાઓની યુકિત અને તેમાં અધિકાર, સત્તા સોંપી છે. જયારે કે અલ્લાહ મુશરિકોથી કરેલા સવાલનો જવાબ નકલ કરતા કહે છે કે, **અર્થાત્ઃ અને તે કોણ છે જે બધા કામોની યુકિત કરે છે. તેઓ જરૂર એમ જ કહેશે કે "અલ્લાહ" (સૂરએ યુનુસ આ.નં. ૩૧)**

મુશ્કેલીઓ આવી પડતા સૂફી લોકો અલ્લાહ સિવાય બીજાઓને પોકારે છે જયારે કે અલ્લાહે ફરમાવ્યું **અર્થાત્ઃ અને અગર અલ્લાહ તને કોઈ તકલીફ પહોંચાડે તો તેને દૂર કરનાર અલ્લાહ સિવાય કોઈ જ નથી અને અગર અલ્લાહ તને કોઈ જાતનો નફો પહોંચાડે તો તે દરેક વસ્તુ પર કુદરત ધરાવનારો છે. (સૂરએ અલઅનઆમ આ.નં. ૧૭)**

ઝમાનએ જાહિલિય્યત (અજ્ઞાનકાળ) ના મુશરિક લોકો મુશ્કેલીઓ આવી પડતા જે કામો કરતા હતાં તેનું વર્ણન કરતા અલ્લાહે ફરમાવ્યું **અર્થાત્ઃ ફરી જયારે તમને કોઈ મુશ્કેલી પહોંચે છે તો તેની તરફ જ**

**ફરિયાદ કરો છો. (સૂરએ અનનહલ આ.નં. ૫૩)**

(૪) કેટલાક સૂફીઓ વહદતુલ વજુદની માન્યતા ધરાવે છે તેઓની અંદર ખાલિક અને મખલુક (સર્જક અને સર્જન) વચ્ચે કોઇ તફાવત નથી. બધા જ સર્જન છે અને બધા જ સર્જક (અલ્લાહ) છે. તેઓનો એક સુત્રધારી ઇબ્નેઅરબી જે દમિષ્ક (દમાસ્કસ) માં દફન થયેલો છે તે કહે છે.

**અલ્અબ્દુરબ્બુન વર્રબ્બુઅબ્દુન**

**યા લૈત શઅરી મનિલ્મુકલ્લફુ**

એટલે કે બંદો રબ છે અને રબ બંદો છે. કાશ મને ખબર હોત કે (બન્નેમાંથી) તકલીફ વેઠનાર કોણ છે ?

(૫) સૂફી લોકો સંન્યાસી અને વૈરાગી (દુનિયાથી દૂરી) નું આમંત્રણ આપે છે તેમજ જીવન નિર્વાહના સાધનો તેમજ જિહાદ વગેરે છોડી દેવાનું મત ધરાવે છે. જયારે કે અલ્લાહનું ફરમાન છે **અર્થાત્ઃ અને જે કાંઈ અલ્લાહએ તને આપ્યું છે તેમાંથી તારો દુનિયાનો ભાગ ભૂલીશ નહીં અને આખિરત (પરલોક) ના ઘરની પણ શોધખોળ કરતો રહે. (સૂરએ અલકસસ આ.નં. ૭૭)**

તેમજ ફરમાવ્યું **અર્થાત્‌: તમે તેમના મુકાબલા માટે તમારી યથાશકિત મુજબ તૈયારી રાખો.**

**(સૂરએ અન્ફાલ આ.નં. ૬૦)**

(૬) સૂફી લોકો પોતાના મશાઈખો, પીરોને અલ્લાહનો દરજજો આપે છે. (એહસાન એટલે અલ્લાહ આપણને જોઈ રહ્યો છે અથવા આપણે અલ્લાહને જોઈ રહ્યા છીએ) અને અલ્લાહના ઝિક્ર (સ્મરણ) અહીં સુધી કે નમાઝમાં પણ પોતાના શૈખ (ગુરૂ, પીર) ની તસવીર, છબી પોતાની સામે રાખી લે છે. જયારે કે રસૂલ સલ્લલ્લાહુ અલૈહી વ સલ્લમ ફરમાવે છે **અર્થાત્‌: "એહસાન એ છે કે તમે અલ્લાહની ઈબાદત એવી રીતે કરો જાણે કે તમે તેને પ્રત્યક્ષ જોઈ રહ્યા છો. જો એવો ખ્યાલ ન આવે તો એટલું તો ખ્યાલ રાખો કે તે તમને જોઈ રહ્યો છે."** (મુસ્લિમ)

(૭) સૂફી લોકો દાવો કરે છે કે અલ્લાહની ઈબાદત જહન્નમના ડર અને જન્નતની લાલચ સાથે ન હોવી જોઈએ અને રાબિઅહ અલ્‌અદ'વિય્યહ (સૂફી સ્ત્રી) ના એક કોલ (કથન) થી દલીલો છે "હે અલ્લાહ અગર હું

તારી ઈબાદત જહન્નમના ખૌફથી કરી રહી છું તો મને તેમાં જલાવ અને જો જન્નતની લાલચમાં તારી ઈબાદત કરતી હોઉં તો મને તેનાથી (જન્નત) થી દૂર રાખ.

તેમજ અબ્દુલગની અન્નાબલિસી (એક સૂફી) ના એક શેરમાં (શાયરી) છે કે અર્થાત્‌: જેણે અલ્લાહની ઈબાદત જહન્નમના ખૌફથી કરી તેણે જહન્નમની ઈબાદત કરી અને જેણે જન્નતની લાલચમાં ઈબાદત કરી તેણે બુત (મૂર્તિ) ની પૂજા કરી.

જયારે કે અલ્લાહતઆલા નબીઓ અલૈહીસ્સલામ ની તારીફ, પ્રશંસા કરતા ફરમાવે છે **અર્થાત્‌: તેઓ જન્નતની તલબ અને અઝાબ, સજા (જહન્નમ) ના ખૌફથી અલ્લાહને પોકારે છે.**

અલ્લાહે ફરમાવ્યું **અર્થાત્‌: આ બુઝુર્ગ લોકો નેક કામો તરફ ઉતાવળ કરતા હતા અને અમને લાલચ અને ખૌફની સાથે પોકારતા હતા. (સૂરએ અલઅમ્બિયાએ આ.નં. ૯૦)** તેમજ રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સંબોધિત કરી અલ્લાહે ફરમાવ્યું **અર્થાત્‌: આપ કહી દો કે જો હું મારા રબની વાત માનીશ નહીં તો હું**

**એક મોટા દિવસના અઝાબથી ડરૂં છું.**

**(સૂરએ અલઅનઆમ આ.નં. ૧૫)**

(૮) સૂફી લોકો નાચગાન અને વાજીંત્રો વગાડવા તેમજ ઝિક્ર (અલ્લાહની યાદ) સાથે અવાઝ બુલંદ કરવા (રાગ ખેચવા) ને જાઇઝ, યોગ્ય સમજે છે. જયારે કે અલ્લાહ ફરમાવે છે કે **અર્થાત્‌: બસ ઈમાનવાળા તો એવા હોય છે કે જયારે અલ્લાહનો ઝિક્ર (સ્મરણ, યાદ) કરવામાં આવે છે તો તેમના દિલ ભયભીત થઈ ઉઠે છે. (સૂરએ અલ્‌અન્ફાલ આ.નં. ૨)**

વળી તેઓ (સૂફીઓ) અલ્લાહ શબ્દની અદાયગી (ઉચ્ચારણ) વખતે આહ, આહ સુધી પહોંચી જાય છે. જયારે કે રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે **અર્થાત્‌: સૌથી અફઝલ, શ્રેષ્ઠ ઝિક્ર "લાઈલાહ ઈલ્લલ્લાહ' છે.** (તિર્મિઝી)

તેમજ ઝિક્ર અને દુઆ વખતે અવાજ બુલંદ કરવાની, રાગ તાણવાની મનાઈ છે. અલ્લાહએ ફરમાવ્યું **અર્થાત્‌: તમે તમારા પરવરદિગારને આજીજી, કાકલૂદી અને છાનાછાના પોકારો, ખરેખર અલ્લાહ એવા લોકોને**

**નાપસંદ કરે છે જેઓ હદથી આગળ વધી જતા હોય છે. (સૂરએ અલ્અઅરાફ આ.નં. ૫૫)** એટલે કે દુઆમાં મોઢું ફાડી અવાજ બુલંદ કરનાર બૂમબરાડા પાડનારાઓને અલ્લાહ પસંદ કરતો નથી. રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે સહાબહ રઝિઅલ્લાહુ અન્હુને (દુઆ ઝિક્ર) માં અવાજ બુલંદ કરતાં સાંભળતા તો ફરમાવતા **અર્થાત્ઃ હે લોકો ! ખુદ ઉપર રહેમ ખાવ ! તમે કોઈ બહેરા અને ગાયબ હસ્તીને નથી પોકારતા, તમે તો તે હસ્તીને પોકારી રહ્યા છો જે સાંભળનાર અને નજીકતમ છે તે તમારી સાથે જ છે.**

(૯) સૂફી લોકોમાં શરાબ (દારૂ) મદીરાપાન અને મોજમસ્તીની ચર્ચા જાહેર હોય છે. તેમનો એક શાયર ઈબ્નુલ ફારિઝ તેની શાયરીમાં કહે છે અર્થાત્ઃ હબીબ (દોસ્ત) ની યાદમાં અમે એવી શરાબ પીધી કે જેનાથી કૈફ, મસ્તી ચઢી ગઈ અંગુર પૈદા થયા પહેલા જ. એક બીજા શેરની પંકિત છે અર્થાત્ઃ શરાબનો પ્યાલો લાવો અને અમને જામ પીવડાવો. સૂફી લોકો મસ્જિદોમાં પણ શરાબની ચર્ચા કરવાથી શરમ અનુભવતા નથી. જયારે કે

મસ્જિદો અલ્લાહના ઝિક્ર (યાદ) માટે બનાવવામાં આવી છે. શરાબ જેવી હરામ વસ્તુની ચર્ચા માટે નહીં. અલ્લાહ ફરમાવે છે **અર્થાત્ઃ હે ઈમાનવાળાઓ, વાત એવી છે કે શરાબ, જુગાર અને સ્થાનકો અને ફાલ કઢાવવા, પાસાઓ ફેંકવા માટેના તીર આ બધી ગંદી, હિન વાતો શૈતાની કામો છે. તેનાથી તદન દૂર રહો જેથી તમે સફળ થાવ. (સૂરએ અલમાઈદાહ આ.નં. ૯૦)**

(૧૦) સૂફી લોકો ઝિક્રની મજલિસોમાં સ્ત્રીઓ અને કૂમળી વયના છોકરાઓ, કિશોરોના નામ લઈને ઈશ્કિયા ગઝલો પઢે છે. મુહબ્બત, ઈશ્ક, કામનાઓ અને લૈલા અને સ્વાદ વગેરે નામો વારંવાર દોહરાવતા હોય છે. જાણે કે તેઓ નાચગાન, શરાબ-સુંદરીની મહેફિલોમાં બેઠા હોય તેની સાથોસાથ તાળીઓ અને બૂમબરાડા પાડે છે. જયારે કે તાળીઓ પાડવી તે મુશરિકોની આદત અને તેમની ઈબાદત છે. અલ્લાહે ફરમાવ્યું **અર્થાત્ઃ અને કાબા પાસે તેમની નમાઝ ફકત સીટીઓ અને તાળીઓ વગાડવી જ હતી. (સૂરએ અલઅન્ફાલ આ.નં. ૩૫)**

(૧૧) સૂફી લોકો ઝિક્ર સમયે ડફલીનો ઉપયોગ કરે છે.

જેને શૈતાનની વાંસળી કહેવામાં આવ્યું છે. હઝરત અબુબક્ર રઝીઅલ્લાહુ અન્હુ હઝરત આયશાહ રઝિઅલ્લાહુ અન્હુ પાસે આવ્યા. ત્યાં બે બાળકીઓને ડફલી વગાડતા જોયું તો ફરમાવ્યું આ શૈતાનની વાંસળી, વાજીંત્ર છે. આ સાંભળતા રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું **અર્થાત્ઃ અબુબક્ર તેમને છોડી દો કેમ કે આજે તેમનો ઈદનો દિવસ છે.** (બુખારી) એટલે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબુબક્ર રઝિઅલ્લાહુ અન્હુને તેમની વાત ઉપર સાબિત રાખ્યા અને એટલું જ કહ્યું કે ઈદના દિવસે આ (ડફલી) નાની બાળકીઓને વગાડવી જાઇઝ, ઉચિત છે તેમજ સહાબહ રઝિઅલ્લાહુ અન્હુ અને તાબિઈન રહમતુલ્લાહ અલૈહ દ્વારા ક્યાંય પણ સાબિત નથી કે ઝિક્રના સમયે તેમણે ડફલીનો ઉપયોગ કર્યો હોય. બલ્કે આ સૂફી લોકોની ઉપજાવી કાઢેલી બિદઅત છે જેના સંબંધે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના આ ફરમાન દ્વારા સાવધાન કર્યા હતા. **અર્થાત્ઃ જેણે અમારા હુકમ વિરૂદ્ધ કોઈ કામ કર્યું તો તેનો તે કામ કબૂલ મંજૂર નથી.** (મુસ્લિમ)

(૧૨) કેટલાક સૂફીઓ હાય દાદા કહી ખુદને લોખંડના સળિયાઓ વડે મારે છે. તેમના આ કાર્ય ઉપર શૈતાનો તેમની મદદ માટે હાજર થાય છે. કેમ કે તેણે અલ્લાહ સિવાય બીજાથી ફરિયાદ કરી છે અને અલ્લાહનું ફરમાન છે **અર્થાત્ઃ અને જે વ્યકિત રહમાન (અલ્લાહ) ની યાદ થી ગાફેલ થઈ, બેદરકાર રહેશે તો અમે તેના ઉપર એક શૈતાન મુકરર કરી દઈએ છીએ. તે જ તેનો સાથી રહે છે. (સૂરએ ઝુખરૂફ આ.નં. ૩૬)**

કેટલાક જાહિલો એમ સમજતા હોય છે કે આ તેમની કરામત અને ચમત્કાર છે. જયારે કે આવી કરામત દેખાડનાર વધુ પડતા ગુનેગાર અને બેનમાઝીઓ હોય છે અને આપણે તેને કેવી રીતે કરામત કહી શકીએ કે જેમાં કરનારે હાય દાદા કહીને ગૈરૂલ્લાહ (અલ્લાહ સિવાય બીજા) થી ફરિયાદ કરી છે. બલ્કે આ તો ખુલ્લમ ખુલ્લો શીર્ક અને ગુમરાહી છે. જેની બાબત અલ્લાહનું ફરમાન છે **અર્થાત્ઃ અને તેનાથી વધુ કોણ ગુમરાહ હશે જે અલ્લાહ સિવાય બીજાઓને પોકારે છે.**

**(સૂરએ અહકાફ આ.નં. ૫)**

આ વ્યકિતએ જયારે પોતાના માટે આવું કામ અખત્યાર કર્યું તો તેને તેની ગુમરાહીમાં આગળ વધવા માટે અલ્લાહ તરફથી ઢીલ અને મેહતલ આપવામાં આવે છે. અલ્લાહે ફરમાવ્યું **અર્થાત્ઃ આપ કહી દો જે ગુમરાહીમાં રહે છે તો રહમાન તેને ખુબ લાંબી મેહતલ આપે છે. (સૂરએ મરયમ આ.નં. ૭૫)**

(૧૩) સૂફી લોકોના જુદા-જુદા સીલસીલાઓ છે. દા.ત. તીજાનિયા, શાઝલિયા, નકશબંદિયા વગેરે. જયારે કે ઈસ્લામનો ફકત એક જ તરીકો છે હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ રઝિ. નું વર્ણન છે કે રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારા માટે એક રેખા આંકી પછી ફરમાવ્યું ''હાઝા સબીલુલ્લાહિ મુસ્તકીમા'' અર્થાત્ઃ આ અલ્લાહનો સીધો માર્ગ છે અને તેમની જમણી અને ડાબી બાજુ અમુક રેખાઓ, લાઈનો દોરી અને ફરમાવ્યું અર્થાત્ઃ આમાંથી દરેક માર્ગે એક શૈતાન બેહેલો છે જે પોતાની તરફ બોલાવી રહ્યો છે. પછી નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ આયત પઢી સંભળાવી **અર્થાત્ઃ અને એ કે આ દીન (ઈસ્લામ) મારો માર્ગ છે જે બિલકુલ સીધો**

**છે તો આ માર્ગ ઉપર જ ચાલો અને બીજા માર્ગો ઉપર ચાલો નહીં. (કેમ કે) તે માર્ગો તમને અલ્લાહના માર્ગથી દૂર કરી દેશે. આ વાતનો અલ્લાહે તમને તાકિદી હુકમ આપેલ છે જેથી તમે પરહેઝગાર બની રહો.**

**(સૂરએ અલઅનઆમ આ.નં. ૧૫૩ અહમદ, નસઈ)**

(૧૪) સૂફી લોકો કશ્ફ (દિવ્યજ્ઞાન) અને ગેબી વાતો જાણતા હોવાનો દાવો કરે છે. જયારે કે કુર'આન તેમને જૂઠો સાબિત કરે છે. અલ્લાહનું ફરમાન છે **અર્થાત્‌ઃ કહી દો કે આસમાનો અને જમીનોની છૂપી વાતો અલ્લાહ સિવાય કોઈ જ જાણતું નથી.**

**(સૂરએ અન નમ્લ આ.નં. ૬૫)**

નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું **અર્થાત્‌ઃ અલ્લાહ સિવાય ગૈબ, છૂપી વાતો કોઈ જ નથી જાણતું.** (તબરાની)

(૧૫) સૂફી લોકોનું કહેવું છે કે અલ્લાહ તઆલાએ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના નૂરથી પૈદા કર્યા અને તેમના નૂરથી બધી વસ્તુઓને પૈદા કરી.

જયારે કે કુર'આન તેમને જૂઠો સાબિત કરતા કહે છે **અર્થાત્ : આપ કહી દો કે હું તો તમારા જેવો જ એક ઈન્સાન છું. હા મારી તરફ વહી (ઈલાહી સંદેશ, દિવ્યવાણી) કરવામાં આવે છે. (સૂરએ અલકહફ આ.નં. ૧૧૦) અને આદમ અલૈયહિસ્સલામના પૈદા થવા વિશે અલ્લાહનું ફરમાન છે અર્થાત્ : જયારે તમારા રબએ ફરિશ્તાઓને કહ્યું કે હું માટીથી ઈન્સાનને પૈદા કરનાર છું (સૂરએ સાદ આ.નં. ૭૧)** અને આ બાબતમાં આવતી હઝરત જાબિર રઝીઅલ્લાહુ અન્હુની આ હદીસ જેમાં છે કે હે જાબિર ! સૌથી પહેલા અલ્લાહે તમારા નબીનું નૂર પૈદા કર્યું તે બનાવટી અને જૂઠી હદીસ છે.

(૧૬) સૂફી લોકો કહે છે કે અલ્લાહ તઆલાએ દુનિયાને મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કારણે પૈદા કરી છે જયારે કે કુર'આન તેમને રદ કરતા કહે છે કે **અર્થાત્: મેં જીન્નાત અને ઈન્સાનોને ફકત મારી ઈબાદત કરવા માટે પૈદા કર્યા છે. (સૂરએ ઝારિયાત આ.નં. ૫૬)** તેમજ કુર'આન શરીફએ નબી સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમને સંબોધન કરી ફરમાવ્યું **અર્થાત્: (હે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તમારા રબની ઈબાદત કરતા રહો અહીં સુધી કે આપને મૌત આવી જાય. (સૂરએ અલહિજ્ર આ.નં. ૯૯)**

(૧૭) સૂફી લોકો દુનિયામાં જ અલ્લાહના દિદાર (દર્શન) થાય છે તેવો મત ધરાવે છે. જયારે કે કુર'આન આ વાતને નકારી કાઢતા મુસા અલૈયહિસ્સલામ ની ઘટના વર્ણન કરતા કહે છે **અર્થાત્: હે પરવરદિગાર મને તારો દિદાર (દર્શન) કરાવ, હું તને એક વખત જોઈ લઉં. જવાબ મળ્યો કે તમે મને બિલકુલ જોઈ શકતા નથી. (સૂરએ અલ અઅરાફ આ.નં. ૧૪૩)** ઈમામ (ગીઝાલીએ) પોતાની કિતાબ ઈહયાઓઉલુમિદ્દીનમાં પ્રકરણ હિકાયતુલ મુહીબ્બીનવમુકાશિફાતુહુમ હેઠળ આ ઘટનાનું વર્ણન કર્યું છે કે એક દિવસ અબુતુરાબે કહ્યું કાશ તમે અબુ યઝીદને જોઈ લેતા તેમના મિત્રએ જવાબ આપ્યોં હું તો તેમનાથી બેપરવા છું. (મને તેમને જોવાની જરૂરત નથી રહી) (કેમ કે) મેં તો 'અલ્લાહ' ને જોયા છે. જેણે મને અબુયઝીદથી બેપરવા કરી આપ્યો છે.

અબુતુરાબે કહ્યું તારી બરબાદી થાય, તું અલ્લાહને કારણે છેતરાઇ ગયો. તારા માટે અબૂયઝીદને એક વખત જોવું અલ્લાહને સત્તર (૧૭) વખત જોવાથી બહેતર છે. પછી ગિઝાલી કહે છે મોમિન માટે આ જાતના દિવ્ય પ્રસંગો (મુકાશફાત) નું ઈન્કાર કરવું મુનાસિબ નથી.

(૧૮) સૂફી લોકો સજાગ હાલતમાં રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દિદાર (દર્શન) ના દાવેદાર છે. જયારે કે કુર'આન તેને ઈનકારતા કહે છે **અર્થાત્ઃ તેમની પાછળ તો એક પડદો છે. તેઓના ફરીવાર જીવી ઉઠવાના દિવસ સુધી (સૂરએ અલ્મુઅમિનૂન આ.નં. ૧૦૦)** તેમજ કોઈપણ સહાબીથી એવો ઉલ્લેખ નથી મળતો કે તેણે રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પછી નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સજાગ હાલતમાં જોયા હોય તો શું સૂફીઓ સહાબહ રઝીઅલ્લાહુ અન્હુથી પણ અફઝલ, શ્રેષ્ઠ છે?

(૧૯) સૂફી લોકો કહે છે કે રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માધ્યમ વગર તેઓને ડાયરેકટ અલ્લાહથી જાનકારી (ઈલ્મ) પ્રાપ્ત થાય છે. જેમ કે તેઓ કહે છે કે

(મારા હૃદયએ મને અલ્લાહથી વર્ણન કરતા કહ્યું) ઈબ્ને અરબી જે દમિશ્ક (દમાશ્કશ) માં મૃત્યુ પામેલ છે તે પોતાની કિતાબ (અલકુસૂસ) માં લખે છે અમારામાં કેટલાક લોકો રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અનુયાયીઓ છે. જેઓ રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ થી હુકમો ગ્રહણ કરે છે. અથવા રસૂલના બતાવેલા અસૂલોથી દલીલ પકડે છે અને અમુક લોકો ડાયરેકટ અલ્લાહથી આદેશો ગ્રહણ કરે છે તેથી તેઓ અલ્લાહના ખલીફહ (નાયબ) છે.

જયારે કે આ વાત ખોટી અને કુર'આન વિરૂદ્ધ છે. કુર'આન ચોખવટ કરે છે કે અલ્લાહ તઆલાએ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને રસૂલ બનાવીને એટલા માટે મોકલ્યા કે તેઓ લોકો સુધી અલ્લાહના હુકમો, આદેશો પહોંચાડે. અલ્લાહનું ફરમાન છે **અર્થાત્: હે રસૂલ તમારી તરફ જે કંઈપણ તમારા રબ તરફથી ઉતારવામાં આવ્યું છે તેને (લોકો સુધી) પહોંચાડી દો. (સૂરએ અલમાઈદહ આ.નં. ૬૭)**

કોઈપણ વ્યકિત માટે એ શકય જ નથી કે તે

પ્રત્યક્ષ, સીધેસીધું  અલ્લાહથી કોઇ જાણકારી પ્રાપ્ત કરી લે. આવો દાવો કરવો નર્યુ જૂઠાણું અને તદ્દન ખોટી વાત છે, વળી ઇન્સાન (માનવી) અલ્લાહનો ખલીફાહ (નાયબ) નથી બની શકતો કેમ કે અલ્લાહ આપણાથી ગાયબ નથી રહેતો કે જેથી ઇન્સાન તેનો ખલીફાહ (ઉત્તરાધિકારી) બને અને નાયબપણું કરે. હા, અલબત અલ્લાહ અમારો ખલીફહ અને ઉત્તરાધિકારી જરૂર થાય છે જયારે આપણે ગાયબ હોઇએ અથવા મુસાફરીમાં હોઇએ છીએ એટલા માટે જ હદીષમાં આવ્યું છે **અર્થાત્ઃ હે અલ્લાહ ! મુસાફરીમાં તું જ સાથી છો અને ઘર અને બાળ બચ્ચાઓમાં તુ જ ખલીફહ (ઉત્તરાધિકારી) છો.**(મુસ્લિમ)

(૨૦)  સૂફી લોકો નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઉપર દરૂદ અને સલામની મજલિસના નામે ઇદેમિલાદની મહેફિલોનું આયોજન કરે છે જયારે કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ થી આવી કોઇ મહેફિલો સાબિત નથી. આ મહેફિલોમાં તેઓ ઝિક્ર શેર-શાયરી અને શિર્કથી ભરેલા કસીદાઓ ઉંચી અવાજે પઢતા હોય છે. તેઓ

પોતાના કસીદાઓમાં રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સંબોધિત કરી આ કહેતા સાંભળવામાં આવ્યા છે અર્થાત્: હે ઉચ્ચ શાન અને મર્તબાવાળા (નબી) મદદ કરો, મદદ કરો હે દુનિયા ઉપર રોશની ફેલાવનારા મદદ કરો. હે અલ્લાહના રસૂલ અમારી મુસીબતો અને પરેશાનીઓ દૂર કરો. પરેશાનીઓ તો આપને જોઇને હટી જતી હોય છે.

જયારે કે ઈસ્લામ આપણા ઉપર એ અકિદો (માન્યતા) લાગુ કરે છે કે દુનિયામાં રોશની ફેલાવનાર તકલીફોનો દૂર કરનાર ફકત અને ફકત અલ્લાહ તઆલા જ છે.

(૨૧) સૂફી લોકો અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાનનું ઉલ્લંઘન કરતાં મુર્દાઓ (મૃત લોકો) થી બરકત મેળવવા ખાતર અથવા કબરોની તવાફ (પરિક્રમા) કરવા માટે અથવા ત્યાં જનાવર ઝિબ્હ (બલી) કરવા માટે કબરોની તરફ મુસાફરી કરતા હોય છે. જયારે કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું ફરમાન છે અર્થાત્: ત્રણ મસ્જિદો સિવાય બીજી કોઇ જગ્યાએ સવાબની નિય્યતથી સફર કરવું જાઇઝ નથી.

૧. મસ્જિદે હરામ (કાબા, મક્કા)
૨. મસ્જિદે નબવી (મદીનહ)
૩. મસ્જિદે અકશા (બૈતુલ મુકદ્દસ, પેલેસ્ટાઈન)

(૨૨) સૂફી લોકો તેમના મશાઈખ (ગુરૂઓ) માટે ખૂબ જ પક્ષપાત કરતા હોય છે. પછી ભલેને તેમની વાતો અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂદ્ધ જ કેમ ન હોય.

જયારે કે અલ્લાહનું ફરમાન છે **અર્થાત્ઃ હે ઈમાનવાળાઓ અલ્લાહ અને રસૂલથી આગળ ન વધો. (સૂરએ અલ્હુજુરાત આ.નં. ૧) અને રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે, અલ્લાહની નાફરમાનીમાં કોઈની વાત માનવી જાઈઝ નથી. ફકત ભલી વાતો જ માની શકાય.** (બુખારી, મુસ્લિમ)

(૨૩) સૂફી લોકો ઈસ્તિખારહ માટે માયાવી અક્ષરો અને સંખ્યાઓનો ઉપયોગ કરે છે. તેવી જ રીતે તાવીઝ, દોરા વગેરે પણ કરે છે. જયારે કે ઈસ્તિખારહ (કોઈ કામ કરવું કે ન કરવું તે બાબત અલ્લાહનો સંકેત જાણવાની દુઆ) માં પતિ-પત્નીના નામોનું હિસાબ કરવું, માયાવી

અક્ષરો અને સંખ્યાઓ કાઢવાની શું જરૂર છે. બુખારી શરીફ આધારિત દુઆએ ઈસ્તિખારહ જે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી સાબિત છે. જે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબહ રઝિઅલ્લાહુ અન્હુને કુર'આનની સુરતની જેમ શીખવાડી હતી. સૂફી લોકો તે દુઆ ઈસ્તિખારહ કેમ નથી પઢતા? નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું અર્થાત્ઃ જયારે તમારામાંથી કોઈ ઉપર કોઈ મામલો આવી પડે તો બે રકઅત નફિલ નમાઝ પઢે પછી દુઆએ ઈસ્તિખારહ પઢે.

(૨૪) સૂફી લોકો નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી સાબિત થયેલા દરૂદની પાબંદી નથી કરતા બલ્કે કેટલાક એવા દરૂદો ઉપજાવી કાઢયા છે જેમાં ખૂલ્લુ શિર્ક હોય છે. એક લેબેનોની સૂફીની 'અફઝલુસ્સલવાત' નામી કિતાબમાં લખે છે અર્થાત્ઃ હે અલ્લાહ તું મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઉપર દરૂદ મોકલ અહીં સુધી કે તેમનાથી અહ'દિય્યત અને કૈયુમિય્યત (એકલા હોવું અને સદાય કાયમ રહેવું) સાબિત થાય.

જયારે કે આ બન્ને ખૂબીઓ અલ્લાહના નામો અને ખૂબીઓમાંથી છે.

મુસલમાન ભાઇઓ, સૂફી લોકોના ઉપરોકત ટૂંકમાં આપેલ અકિદાઓ અને અમલોને જયારે ઇસ્લામની કસોટી ઉપર પારખીએ છીએ તો તેઓ ઇસ્લામથી ખૂબ જ દૂર નજર આવે છે અને અકલે સલીમ (સદ્‌બુદ્ધિ) તેમની કુફ્ર અને શિર્ક તરફ લઇ જનારી બિદઅતો, ગુમરાહીઓ અને બદીઓને બિલકુલ કબૂલ નથી કરતી.

